# શ્રાવક વ્રત પત્રિકા.



યોજક :

પુજ્ય મહારાજશ્રી ૧૦૦૮ ગુલાબચંદજી સ્વામીના
શિષ્ય શતાવધાની પંડિતશ્રી રત્નચંદજી સ્વામી.

છપાવી પ્રસિદ્ધ કર્તા
શાહ આણંદજી કચરાભાઈ
પોતાની સદ્ગત પુત્રી હીરાબહેન
( ઉર્ફે ચાંદુ બહેન ) ના સ્મરણાર્થે
કચ્છ—ભુજ

છઠી આવૃત્તિ    પ્રત ૧૦૦૦

વીર સંવત્ ૨૪૫૪ ] સને ૧૯૨૮ [ વિક્રમ સંવત ૧૯૮૪

મૂલ્ય સદુપયોગ.

# શ્રાવક વ્રત પત્રિકા.

યોજક :
પૂજ્ય મહારાજશ્રી ૧૦૦૮ ગુલાબચંદ્રજી સ્વામીના
શિષ્ય શતાવધાની પંડિતશ્રી રત્નચંદ્રજી સ્વામી.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા :
શાહ આણંદજી કચરાભાઈ
પોતાની સદ્‌ગત પુત્રી હીરાબ્હેનના સ્મરણાર્થે
કચ્છ—ભુજ

છઠ્ઠી આવૃત્તિ પ્રત ૧૦૦૦
વીર સંવત્ ૨૪૫૪ ] સને ૧૯૨૮ [ વિક્રમ સંવત ૧૯૮૪

મૂલ્યં સદુપયોગ.

# પ્રસ્તાવના.

અનંત કાળથી ભવભ્રમણ કરતાં આ જીવે એવું કોઈ સ્થળ બાકી રાખ્યું નથી, કે જ્યાં અનેક પ્રકારે પાપના વ્યાપારોની યોજના આ જીવે કરી ન હોય. જ્યાં સુધી પોતાના યોજેલા આ ભવના અને પરભવના પાપના વ્યાપારો સાથેનો સંબંધ ઇચ્છાનો નિરોધ કરી તોડી નાખવામાં ન આવે ત્યાં સુધી પાપના ઝરાનો પ્રવાહ આત્મામાં આવતો અટકતો નથી. માટે અવ્રતને આશ્રવરૂપે શાસ્ત્રમાં ગણેલ છે. તે આશ્રવને અટકાવનાર વ્રતો છે. વ્રતના બે વિભાગ છે. મહાવ્રત અને અણુવ્રત. મહાવ્રતો તો સંસારથી વિરક્ત થયેલ મહાપુરૂષો જ સ્વીકારી શકે છે, ગૃહવાસમાં રહેનારથી તે સ્વીકારી શકાય નહીં, જેથી તેઓના માટે અણુવ્રતોની યોજના શાસ્ત્રકારોએ કરેલી છે. આ યોજના એવા પ્રકારની છે કે તે પ્રમાણે દરેક ગૃહસ્થ ચાલવા ધારે તો ચાલી શકે, કેમકે તેમાં જે જે નિયમો બતાવ્યા છે, તે ઘણે ભાગે આગારવાળા હોય છે. આગાર એટલે મોકળ. જેની જેટલી શક્તિ હોય અથવા મન જેટલે અંશે નિવૃત્ત થયું હોય, તેટલે અંશે ત્યાગ કરવો અને બાકી મોકળ રાખવી એ વ્રત આદરનારની ઇચ્છા અને શક્તિ ઉપર રાખવામાં આવે છે, જેથી આદરનારને વધારે સહેલાઇ થાય છે. તો પણ એટલું તો આદરનારાઓએ ધ્યાન રાખવું જોઇએ કે બીજા માણસોની અને પોતાની હંમેશની જે પ્રવૃત્તિ હોય તેમાં કાંઇ ને કાંઈ ઘટાડો કરી અવ્રતનો જેમ બને તેમ સંકોચ કરવો જોઇએ અને ઇચ્છાને અટકાવવી જોઇએ. તથાપિ ભવિ

તે નિયમ બરાબર રીતે પાળી શકશે કે કેમ તેનો પુરતો ખ્યાલ કરીને જ મર્યાદા બાંધવી હિતકર છે. જેટલી મર્યાદા બાંધવામાં આવે અને જેટલો ત્યાગ કરવામાં આવે તેટલી નિર્ભયતા થાય છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે. મથુરા નગરીના રાજા જીતશત્રુની સાથે તેના ભાયાતોનું વૈર થવાથી ભાયાતો બહારવટે નીકળ્યા અને ઉદ્‌ઘોષણા કરી કે "અમારે આ દેશના માણસોને મારવા છે." આ વાકયથી દેશના બધા માણસોને ભય પેદા થયો પણ જ્યારે તેમણે એવો ખુલાસો કર્યો કે બીજાનો અપરાધ ન હોવાથી અમુક પરગણાનાં જ માણસોને મારીશું, અથવા મથુરા નગરીનાં જ માણસોને મારીશું, કે મથુરા નગરીમાં પણ માત્ર અમારા વૈરી રાજાને જ મારીશું, ત્યારે બીજા લોકોને બીક મટી ગઇ. તેવી જ રીતે જેટલે અંશે અવ્રતનો ત્યાગ થાય તેટલે અંશે પ્રાણીઓને આપણી તરફથી ભય દૂર થાય છે. માટે અવ્રતને રોકી વ્રત આદરવાં એ ધર્મી પુરૂષોની ખાસ ફરજ છે.

જે વ્રતો યાવજજીવ સુધી બરાબર રીતે પાળવાનાં છે તે વ્રતોમાં સ્વરૂપને સ્પષ્ટ રીતે સમજાવનાર એક સારી ચોપડીની જરૂરીઆત અમોને જણાઇ, જો કે કેટલીએક ચોપડીઓ તે વિષયની બ્હાર પડી છે, પણ કોઇ અતિસંક્ષેપવાળી તો કોઇ અતિવિસ્તારવાળી અને કોઇમાં સંકીર્ણ લખાણુ હોવાથી અમારા મનને પસંદગી આપનાર તેવા પુસ્તકની ખામી જણાતી હતી. દરમ્યાન શતાવધાની પંડિતરાજ મહારાજ શ્રી ૧૦૮ રત્નચંદ્રજી સ્વામીની બનાવેલી "શ્રાવક વ્રત પત્રિકા" એ નામની બુક અમોને મળી. પંડિત મુનિશ્રી રત્નચંદ્રજી સ્વામીની હાલ ઉમ્મર ૪૮ વર્ષની છે. દીક્ષા લીધે ૩૨ વર્ષ થયાં છે. પણ તેટલા સમયમાં તેમણે તીક્ષ્ણ બુદ્ધિથી અનેક શાસ્ત્રનું જ્ઞાન મેળવી સંસ્કૃત

વગેરેમાં અસાધારણ વિદ્વત્તા મેળવી છે, તેની સાથે સમતા અને શાન્તિનો ગુણ પણ અલૌકિક છે. તેમની પરવાનગીથી આ પાંચમી આવૃત્તિ સર્વ ભવ્ય પ્રાણીઓના ઐહિક તેમજ પારમાર્થિક હિત સારૂં ધર્મ રૂચિને અનુરૂપ વ્રતો ધારણ કરનાર જિજ્ઞાસુઓને ભેટ આપવા સારૂ છપાવી છે.

આ પુસ્તકમાં પ્રથમ સમકિતની સમજુતી આપ્યા પછી બાર વ્રતના જુદા જુદા નિયમ અને તેના આગાર તથા અતિચારના અર્થ અને સમજુતી આપવામાં આવી છે. નિયમ અને આગાર કલમબંધીથી બતાવવામાં આવ્યાં છે, કે જેથી આદરનારને જે કલમનો આગાર રાખવો હોય કે ન રાખવો હોય તેની મરજી પ્રમાણે થઇ શકે. આટલા વિસ્તારથી વ્રતો ન આદરી શકે તેવા સંક્ષેપ રૂચિવાળા માટે સંક્ષેપમાં બાર વ્રતો આદરવાની રીત પરિશિષ્ટ ભાગમાં બતાવવામાં આવી છે, અને અંતે તે તે વ્રતોને લગતાં ઉપયોગી શિક્ષાવચનો આપવામાં આવ્યાં છે, કે જે વચનો વ્રત આદરનારાઓએ ખાસ મનન કરીને વાંચવા લાયક છે. એકંદર વ્રત આદરનારાઓને માટે આ પુસ્તક અતિ ઉપયોગી છે.

સ્થળ
કચ્છ
ભુજનગર

લી. વીરબાળ

**શાહ આણંદજી કચરાભાઈ.**

ॐ परमात्मने नमः ।

# શ્રાવક વ્રત પત્રિકા.

---

## સમ્યક્ત્વ.

જે વસ્તુ જે સ્વરૂપે હોય તે વસ્તુને તે સ્વરૂપે જાણીને સદ્દહવું એટલે શ્રદ્ધા રાખવી તે સમ્યક્ત્વ કહેવાય છે. પદાર્થો અનંત છે. તેનું સર્વથા જ્ઞાન તો વિરલ મહાત્માઓનેજ થાય છે. તે જ્ઞાન મ્હને પણ થાઓ એમ ઇચ્છા રાખું છું. હાલ તો મારી સમજણ પ્રમાણે દેવ, ગુરૂ અને ધર્મનું યથાશક્તિ જ્ઞાન મેળવી તેની શ્રદ્ધા માટે નીચે પ્રમાણે પ્રતિજ્ઞા કરૂં છું.

૧. આજથી રાગદ્વેષને સર્વથા જિતનાર અરિહંત તીર્થંકર અને સિદ્ધ ભગવાનને દેવ કરી માનીશ–શ્રદ્ધીશ.

૨. પાંચ મહાવ્રતને પાલનાર કંચન કામિનીના ત્યાગી શ્રમણ નિર્ગ્રંથને ગુરૂ કરીને માનીશ, શ્રદ્ધીશ.

૩. વીતરાગે પરૂપેલા આત્મોન્નતિનાં સાધનો–(દાન, શીલ તપ અને ભાવ વિગેરેને ) ધર્મ કરીને માનીશ, શ્રદ્ધીશ.

૪. તે સિવાય કુદેવ, કુગુરૂ અને કુધર્મને આત્મસાધક તરીકે માનીશ, વાંદીશ, પૂજીશ નહીં.

૫. મિથ્યા દેવ–દેવલાં, નદી, પહાડ, લૌકિક પર્વો, હોળી, તાબુત વિગેરેની માનતા સાનતા કરવામાં કે વાંદવા પૂજવામાં ધર્મ શ્રદ્ધીશ નહીં.

## આગાર.

૧. લૌકિક વ્યવહાર, કુલાચાર કે ગચ્છપરંપરાથી કુલદેવી, ગૌત્રજ, પૂર્વજાદિકની માનતા સાનતા, નિવેદ વગેરે કરવાં પડે તે સંસાર ખાતે માનીશ પણ મોક્ષ ખાતે નહીં.

૨. રાજા, દેવતા, નાત, અટવી, વિપત્તિ, બલાત્કાર અને માતપિતાદિ કુટુંબને કારણે બીજાને વાંદવા પડે, તેનો આગાર. એ રીતે મિથ્યાત્વ વોસિરાવી સમકિત મહાપુરૂષ શ્રી ________ સ્વામી સમક્ષ સ્વીકાર્યું છે તે સમજણ પ્રમાણે પાળીશ.

વ્રત ________ પરમ પૂજ્ય શ્રી ૧૦૮ ________ સ્વામી પાસે આદર્યા છે. શ્રદ્ધા પરમ કૃપાળુ પૂજ્ય શ્રી ૧૦૮ ________ સ્વામીના સંઘાડાની છે.

## સમકિતના પાંચ અતિચાર.

૧. શંકા—આપ્ત વચન સત્ય હશે કે અસત્ય ? એવી શંકા રાખવી નહીં.

૨. કાંક્ષા—મિથ્યા માર્ગના આડંબરમાં મોહ પામી લલચાવું નહીં.

૩. વિચિકિત્સા—કરણીના ફળમાં સંદેહ રાખવો નહીં.

૪ પાખંડ પ્રશંસા—પાખંડીઓના પાખંડની પ્રશંસા કરવી નહીં.

૫. પાખંડ સંસ્તવ—ધર્મ નિમિત્તે પાખંડીઓનો સંસ્તવ પરિચય કરવો નહીં.

---

## પ્રથમ પ્રાણાતિપાત વિરમણ વ્રત.

૧. સૂક્ષ્મ એકેંદ્રિય, બેઇંદ્રિય, ત્રણ ઇંદ્રિય, ચઉરિંદ્રિય, જાણ્યે કે અજાણ્યે હણવાના પચ્ચખાણ અને પંચેંદ્રિય જીવને જાણી જોઈને ખાસ મારવાની બુદ્ધિથી હણવા હણાવવાના પચ્ચખાણ.

### આગાર.

૧. કોઇ ખુની માણસ કે ઝેરી અથવા ઘાતકી જાનવર પોતાનું અથવા બીજા કોઇનું જાન લેવા ઉપર આવી જાય તે વખતે પોતાના અગર અનુકંપાથી બીજાના પ્રાણ બચાવવાની ખાતર તેને શિક્ષા આપવાનો માર્ગ લેવો પડે અથવા બલાત્કાર ગુજારનાર ખાતર સજા લુંટનારને જાનમાલ અને શીલ બચાવવાની ખાતર સજા પહોંચાડવી પડે તો આગાર.

૨. રાજ્યની નોકરીને અંગે કાયદાની રૂએ ગુન્હેગારને સજા કરવી કરાવવી પડે કે સેશનમાં અભિપ્રાય આપવો પડે તો આગાર.

૩. ઉપરીના હુકમથી કે રાજાના દબાણથી કોઇ તેવી ચીઠી-હુકમનો અમલ કરવો કરાવવો પડે તો આગાર.

૪. પોતાના કે આશ્રિત મનુષ્ય અથવા જાનવરના શરીરમાં કીડા પ્રમુખ પડયા હોય તેની પીડા દૂર કરવા દવા વગેરેનો ઉપચાર કરવો કરાવવો પડે તો આગાર.

૫. વિષયાદિ સેવતાં કે મોરી જાજરૂમાં લઘુનીત વડીનીત કરતાં સમુર્છિમની વિરાધના થાય તો તેનો આગાર.

૬. રસ્તે ચાલતાં, ગાડી પ્રમુખ હાંકતાં, ખેતીનું કામકાજ કરતાં, વ્યાપાર પ્રસંગે દાણા વગેરેની ઉથલપાથલ કરતાં, રસોઇ આદિ પ્રસંગે અગ્નિનો આરંભ કરતાં, નદી—નવાણ ઉતરતાં, નિદ્રામાં આલોટતાં એમ અનેક પ્રકારે ક્રિયા કરતાં સ્થાવરાદિકની નેશ્રાયે કોઇ ત્રસ જીવની વિરાધના થાય તો તેનો આગાર.

## પાંચ સ્થાવરની મર્યાદા.

### પૃથ્વી.

૧. મકાનો નવાં ચણાવવાં પડે તો જાવજીવ સુધી નં. જુનાં મકાનો પાડી ફરીથી ચણાવવાં પડે અને તેમાં ખાળ, મોરી, બારી બારણાં પ્રમુખ નંખાવવાં પડે, રીપેર કરાવવાં પડે તો વરસ એકે નં.

૨. ધાન્ય રાખવાને, કોઈ વસ્તુ દાટવાને કે ભોંયરા ખોદવાને કે બીજા કોઈ કારણે જમીન ખોદવી ખોદાવવી પડે તો દિન એકે લાંબી ગજ પહોળી ગજ ઉંડી ગજ

૩. કોલસા, ધાતુ પત્થર પ્રમુખની ખાણ ખોદાવવી પડે

તો ઘર અર્થે જાવજીવ સુધી નં. વ્યાપાર અર્થે વરસ એકે નં.

૪. જમીન ખેડવી ખેડાવવી પડે તો વરસ એકે વિઘાં[૧]

૫. સડક, પૂલ, નહેરો, માર્ગ બાંધવા બંધાવવા પડે તો વરસ એકે માઇલ

૬. કુવા, વાવ પ્રમુખ કરવા કરાવવા પડે તો જાવજીવ સુધી નં. કદાચ કોઈ મજમુ કરે તેમાં નાણું ભરવા પડે તો આગાર.

૭. ધુડીઓ ખારો વર્ષ એકે મણ  પાપડીઓ ખારો મણ  મિઠું મણ  હિંગલો શેર  હરિયાલ શેર  સોનાગેરૂ શેર  ફટકડી શેર  સિંધાલુણ શેર  એ સિવાય ઘર કામના વપરાશ માટે બીજી સચિત્ત પૃથ્વીની પરચુરણ ચીજો મણ

૮. ઘરકામ માટે ચુનો મણ  માટી ગાડાં નંગ  પત્થર ગાડાં નંગ  કાંકરા ગાડાં નંગ  રેતી ગાડાં નંગ  મરડ માટી ગાડાં નંગ

૯. ઘંટી, પાણીઆરાં, છીપર, ખરલ, ઓરસિયા, પ્રમુખ નવાં લેવાં પડે તો નંગ

એ ૭ મા બોલથી નવમા બોલ સુધી એક વર્ષનું માન સમજવું.

## આગાર.

પૃથ્વી આદિના આરંભ સમારંભ કરતાં, હાલતાં,

---

૧ ચોવીસ વિઘાંનો એક પરાજો. પરાજો એટલે એક સાંતી જમીન.

ચાલતાં, વસ્તુ લેતાં, મુકતાં, વાળતાં, ચોળતાં જે કાંઇ સચિત્ત પૃથ્વીની હિંસા થાય તેનો આગાર.

## પાણીની મર્યાદા.

૧. ઘરમાં હંમેશના વપરાશ માટે પાણી ભરવું ભરાવવું પડે તો દિન એકે હેલ નંગ.

૨. વિવાહ, વરો કે મિજમાનીના પ્રસંગે કામ પડે તો હેલ નં. પખાલ કે ગાડાં નંગ

૩. પોટલો બાંધીને ધોવા, ન્હાવા જવું પડે તો માસ એકે વાર, તે ઉપરાંત નિયમ, તેમાં અશુચી તથા સ્નાન–સૂતકનો આગાર.

૪. ખેતીવાડીના કામમાં કોશ જોડવા જોડાવવા પડે તો દિન એકે કોશ સ્નાન કે ધોવા માટે કોશ જોડાવવા પડે તો દિન એકે કોશ

૫. મકાનના બાંધકામમાં તથા તેના રીપેર કામમાં પાણી ભરવું ભરાવવું પડે તો દિન એકે બેડાં નંગ

## આગાર.

૧. લાય–પ્રલાયને કારણે, કૂવા પ્રમુખમાં પડી ગયેલી વસ્તુ કાઢવાના કારણે, જાન માલ બચાવવાના કારણે મર્યાદા ઉપરાંત પાણીનો આરંભ કરવો પડે તો આગાર.

૨. વર્ષાદમાં ચાલતાં, નદી સમુદ્ર પ્રમુખ ઉતરતાં, જનાવરોને પાણી પાતાં, ગૃહાદિકમાં ભરાયેલું પાણી ઉલેચતાં, પાણીનો આરંભ થાય તેનો આગાર.

## અગ્નિની મર્યાદા.

૧. ચાલુ રસોઈ કરવી કરાવવી પડે તો દિન એકે ચૂલા ચૂલડી નં. તે ઉપરાંત નાત, સંઘ કે મિજમાની પ્રસંગે અધિક આરંભ કરવો પડે તો તેનો આગાર.

૨. ચાલુ *દીવાબત્તી પ્રમુખ કરવા કરાવવા પડે તો દિન એકે નં. દીવાળી પ્રસંગે નં. તે ઉપરાંત ઓછવ મોચ્છવ કે રાજ્ય હુકમે રોશની કરવી પડે તેનો આગાર.

૩. શોખ નિમિત્તે દારૂની રમત ફોડવી નહીં. વિવાહ, ઓછવ કે રાજ્યના હુકમે ફોડવી પડે કે બચ્ચાંઓના કારણે કે દીવાળીના રિવાજ પ્રમાણે ફોડવી ફોડાવવી પડે તો વરસ એકે દિવસ

૪. મંદવાડ, સુવાવડ કે ટાઢને કારણે સગડી–ઠીબડી પ્રમુખ કરવી પડે તો દિન એકે નંગ

૫. કારણસર ધુંણી પ્રમુખ કરવી પડે તે દિન એકે નં.

૬. ધૂપ કરવો પડે તો દિન એકે રૂપિયાભાર.

૭. મીણબત્તી તથા અગરબત્તી પ્રમુખ ઉખેવવી પડે તો દિન એકે નંગ

૮. દીવાસળીની પેટી વાપરવી પડે તો દિન એકે પેટી નં. સળીઓ નંગ.

૯. વિવાહ પ્રસંગે રામણદીવા પ્રમુખ કરવા પડે તો દિન એકે નંગ

---

* બળતા દીવાની અંદર તેલ પૂરવું પડે કે વાટ ઉમેરવી પડે તો તે એક જ દીવો ગણાય.

## આગાર.

અગ્નિ એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકતાં, લાય પ્રમુખ ઓલવતાં, કોઇ મામલા પ્રસંગે બંદૂક પ્રમુખ છોડતાં, કારણસર ડાંભ પ્રમુખ દેતાં, બીડા વગેરે પીતાં, દવાદિકના કારણે ભઠ્ઠી પ્રમુખ કરતાં, લોહાર પ્રમુખને ત્યાં કામકાજ કરાવતાં અગ્નિની હિંસા થાય તેનો આગાર.

## વાયરાની મર્યાદા.

૧. જેથી વાયરાની હિંસા થાય તેવાં ઉપકરણો વાપરવા પડે તેની મર્યાદા. હિંડોલાખાટ દિન એકે નંગ પંખા ન્હાના મ્હોટા નંગ વિંજણા નંગ ખાંડણી સાંબેલાં નંગ રેંટીયા નંગ ફૂળકા નંગ સુપડાં નંગ સાવરણા સાવરણી નંગ ખાંડણી દસ્તા નંગ પાળણાં ઘોડીઆં નંગ ખરલ, છીપર, ઓરસીયા નંગ આખડીયા (બાજોઠી કે ત્રણ પગાળી પાટલી) વેલણ નંગ હારમોનીયમ, પીયાનો, ફોનોગ્રાફ, સારંગી તબલા પ્રમુખ વાજીંત્ર નંગ તે ઉપરાંત નિયમ એટલા બોલનું માન એક દિનનું સમજવું.

## આગાર.

બચ્ચાંઓને કારણે પતંગાદિક ઉડાડતાં, સંસાર અર્થે ધ્વજા પ્રમુખ ચડાવતાં, ઘામ–ગરમીથી શરીર ઉપર પવન નાંખતાં, હરકોઇ ધંધો કરતાં કરાવતાં, વસ્તુ એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકતાં, શારીરિક દરેક ચેષ્ટા–ક્રિયા કરતાં, વાયરાની હિંસા થાય તેનો આગાર.

## વનસ્પતિની મર્યાદા.

૧. પોતાનાં ઢોર નિમિત્ત લીલા ઘાસના ભારા લેવા લેવરાવવા પડે તો દિન એકે નંગ

૨. લીલો ચારો લેવો પડે તો વરસ એકે ગાડાં નંગ

૩. ખેતર, વાડા, વાડી વગેરેમાં સુડ, નિંદણુ કરવું, કરાવવું પડે તો દિન એકે વિઘાં

૪. શાક, સુકવણી, અથાણું વગેરે માટે લીલોતરી લેવી લેવરાવવી પડે કે છેદવી છેદાવવી પડે તો દિન એકે [1]મણ તેમાં કારજ–વરા, મિજમાની પ્રમુખનો આગાર.

૫. અથાણું આથવું પડે તો વરસ એકે મણ

૬. સુકવણી કરવી પડે તો વરસ એકે મણ

૭. પોતાની વાડી પ્રમુખનાં શાક, ફળ વગેરે ઉતારવાં ઉતરાવવાં પડે તો દિન એકે મણ

૮. દળવું–દળાવવું પડે તો દિન એકે મણ

૯. ભરડવું–ભરડાવવું પડે તો દિન એકે મણ

૧૦. પલાળવું–પલાળાવવું પડે તો દિન એકે મણ

૧૧. સોવું–સોવરાવવું પડે તો દિન એકે મણ

૧૨. ઝાટકવું–ઝટકાવવું પડે તો દિન એકે મણ

૧૩. ઉપણવું–ઉપણાવવું પડે તો દિન એકે મણ

૧૪. શ્રીફળ ભાંગવાં–ભંગાવવાં પડે તો દિન એકે નંગ

૧૫. સોપારી ભાંગવી–ભંગાવવી પડે તો દિન એકે શેર

---

૧ ચાળીશ શેર પ્રમાણે એક મણ જાણવો.

૧૬. સચિત્ત વસાણું જીરૂ પ્રમુખ વાપરવું પડે તો દિન એકે શેર   કાલા ફેલવવા પડે તો દિન એકે મણ

૧૭. પોતાના ક્ષેત્ર, વાડીનાં ધાન્ય વિગેરે લણવાં—લણાવવાં પડે તો વરસ એકે કળશી*

## આગાર.

પૃથ્વી, પાણી, અગ્નિનો આરંભ કરતાં, હાલતાં—ચાલતાં, મૂલ મજુરી કરતાં, વસ્તુઓ લેતાં—મુકતાં, દુષ્કાલાદિકમાં દેહનિર્વાહ કરતાં, સંબંધી પ્રમુખને કારણે વનસ્પતિની હિંસા થાય તેનો આગાર.

## પાંચ સ્થાવરની મર્યાદામાં આગાર.

ઉપર પ્રમાણે પાંચ સ્થાવરના આરંભની મર્યાદા કરી છે, તે ઉપરાંત નિયમ; તેમાં પાંચમા અને સાતમા વ્રતમાં જેની હદ બાંધી છે તેવા વ્યાપાર, કારખાનાં, કંટ્રાકટ કે નોકરીને અંગે, અધીકારીના હુકમે કામકાજ કરતાં કે અનુકંપા નિમિત્તે પાંચ સ્થાવરની હિંસા થાય તેનો આગાર; તેમજ નાત, મહાજન કે બીજી કોઈ પંચાઉ સંસ્થાની વ્યવસ્થા કરવી પડે, કે કોઇ સંબંધીના ટ્રસ્ટી તરીકે કામ કરવું પડે, કોઈ કંપનીમાં ભાગ રાખવો પડે, શેર ખરીદવા પડે, કારખાનાં બંધાવવાં પડે, સુવાવડ, નાતવરા કે વિવાહ કરવા પડે તેને અંગે પાંચ સ્થાવરના આરંભ થાય તેનો આગાર.

## પ્રતિજ્ઞા.

ઉપર મુજબ પ્રથમ વ્રત બે કરણ ને ત્રણ જોગે કોટી છએ જાવજીવ સુધી પાળવું. તેમાં ભૂલ ચૂક—અનુપયોગ જરા

* સોળ સઇ અથવા બત્રીશ મણ ધાન્યની એક કળશી.

પરવશપણાનો આગાર. તેના પાંચ અતિચાર ટાળવા.
૧ કોઇ પણ ત્રસ જીવને દ્વેષબુદ્ધિથી ગાઢે બંધને બાંધવા નહીં.
૨. નિર્દય બુદ્ધિએ માર મારવો નહીં.
૩. નિર્દય બુદ્ધિએ અંગ–ઉપાંગ છેદવાં છેદાવવાં નહીં.
૪. આગલાની શક્તિ ઉપરાંત ભાર ભરવો નહીં.
૫. કોઈને ભાત પાણીનો અંતરાય પાડવો નહીં, તેમ કોઈની આજીવિકા તોડવી નહીં.

## બીજું મૃષાવાદ વિરમણ વ્રત.

૧. સમાજમાં અપ્રતિષ્ઠા થાય, પંચમાં પ્રતીતિ જાય, કોઈને પણ મ્હોટું નુકશાન થાય અને ધર્મ તથા કુળને કલંક લાગે તેવા પ્રકારનું જુઠું બોલવું નહીં. તેના મુખ્ય પાંચ પ્રકાર છે.

૧. કન્યા, નોકર કે કોઇ પણ માણસની ઉમ્મર કે ગુણ અવગુણ આશ્રી કોઇને છેતરવાના આશયથી છતુ અછતું બોલવું--બોલાવવું નહીં.

૧. ગાય, ભેંસ, પાડા, બળદ, ઘોડા, હાથી પ્રમુખ જનાવરના ગુણ દોષ સંબંધી છતી અછતી વાત કરવી કરવાની નહીં.

૩. જમીનના હક્ક આશ્રી આઘી પાછી વાત કરવી કરાવવી નહીં.

૪. કોઈની થાપણ ઓળવવી–ઓળવાવવા આશ્રી જુઠું બોલવું નહીં.

૫. મહોટી ખોટી સાક્ષી પુરવી–પુરાવવી નહીં.

## આગાર.

ઉપરના પાંચ બોલમાં કોઇ જીવને બચાવવા માટે કે અધર્મી ક્રૂર માણસને શિક્ષા દેવરાવવા માટે કંઇ જુઠું બોલવું પડે તો આગાર.

આજીવિકા નિમિત્તે પરિણામની કચ્ચાઇથી કે હાસ્ય, ક્રોધાદિ પરિણામે, રાજ્ય હુકમે, નોકરીને અંગે સહજ આળ પંપાળથી બોલાઇ જવાય તો તેનો આગાર.

## બીજા વ્રતના પાંચ અતિચાર.

૧. ખબર વગર એકાએક કોઈના ઉપર આળ ચઢાવવું નહીં.

૨. કોઇની ખાનગી વાત ફેલાવવી નહીં.

૩. કોઇ સ્ત્રી પુરૂષની મર્મભેદક એબો ખુલ્લી કરવી નહીં.

૪. કોઇને જાણી બુજી ખોટો ઉપદેશ કે ખોટી સલાહ આપવી નહીં.

૫. ખોટાં લેખ, ખોટાં ખત–પત્ર કે ખોટું નામું લખવું નહીં.

## ત્રીજું અદત્તાદાન વિરમણ વ્રત.

૧. ચોરવાની બુદ્ધિથી કોઇની વસ્તુ ચોરવી–ચોરાવવી નહીં.

૨. પોતાના હક્ક વગરની નિર્વંશીયાની મીલકત આથી પાછી કરવી નહીં; પણ દુરૂપયોગ થતો અટકાવવાનો અગર પરમાર્થમાં યોજવાની ખાતર કરવી પડે તો આગાર.

૩. ઠરાવ કરી લાંચ રૂશવત ખાવી નહીં. ન્યાયસર કોઇને લાભ મળતાં બક્ષીસ રૂપે આપે તેનો આગાર.

૪. લેતી દેતીમાં ભૂલથી કોઈની વધારે રકમ આવી જાય તે જણાયાથી ધણીને પાછી સોંપવી અગર ધર્માદામાં વાપરી નાંખવી, પણ પચાવી પાડવી નહીં.

૫. કોઇની પડી ગએલી કીંમતી ચીજ ધણીને પાછી સોંપવી અગર રાજ્યધોરણ મુજબ વર્ત્તવું.

## આગાર.

૧. કોઇ સંબંધી કે મિત્ર પોતાના ઉપર વિશ્વાસ રાખતો હોય તેની ગેરહાજરીમાં કોઇ જરૂરી પ્રસંગે તેનું ઘર ઉઘાડી વસ્તુ લેવી પડે તો આગાર, પણ તે વાત ધણીને તુરત જાહેર કરવી જોઇએ.

૨. કોઇ નજીવી ચીજ, કાગળ, કલમ, સોપારી દાંતણ, ઔષધિ પ્રમુખ લૌકિક વ્યવહારમાં ચોરીનો ગુન્હો ન ગણાય, તેવી રીતે માલીકની રજા સિવાય લેવાય તો આગાર.

૩. દાટયું—સાટયું ધન હાથ આવે તો રાજ્યધોરણ મુજબ કરવું. પોતાનો હક્ક પહોંચતો હોય તો પોતાના પરિગ્રહમાં ગણવું. વધે તો ધર્માદામાં વાપરવું.

## ત્રીજા વ્રતના અતિચાર.

૧. ચોરેલી ચીજ જાણી બુજી રાખવી—રખાવવી નહીં.
૨. ચોરને ચોરી કરવામાં મદદગાર થવું નહીં.
૩. રાજ્યના કાયદા વિરૂદ્ધ ગુન્હાહિત કામ કરવું નહીં.
૪. તોલાં, માપ પ્રમુખ જાણીને ઓછાં, અધિકાં રાખવાં નહીં.
૫. ભેળ સંભેળ કરી એક પ્રકારની વસ્તુ બતાવી સર્વથા બીજા પ્રકારની આપવી નહીં.



## ચોથું મૈથુન વિરમણ વ્રત.

૧. પંચની સમક્ષ જેની સાથે પાણીગ્રહણ થયું છે તેવી સ્ત્રી કે ભર્ત્તારની સાથે માસ એકમાં દિવસ ઉપરાંત અબ્રહ્મ સેવવું નહીં.

૨. તે સિવાય દેવતા સંબંધી "દુવિહં તિવિહેણં" છ કોટીયે અને મનુષ્ય તિર્યંચ સંબંધી "એગવિહં એગવિહેણં" એક કોટીયે અબ્રહ્મ સેવવાના પચ્ચખાણ.

૪. દિવસના ભાગમાં વિષય સેવવો નહીં.

૫. સૃષ્ટી વિરૂદ્ધ કાર્ય કરવું નહીં.

### ચોથા વ્રતના પાંચ અતિચાર.

૧. વિવાહિત પણ કાચી ઉમ્મરની સ્ત્રી કે ભર્ત્તાર સાથે ગમન કરવું નહીં.

૨. સગપણ કરેલ પણ વિવાહ થયેલ નથી તેવી સ્ત્રી કે ભર્ત્તાર સાથે ગમન કરવું નહીં.

૩. અનેરે અંગે કામ કુચેષ્ટા ક્રીડા કરવી નહીં.

૪. કુટુંબ તથા લાગતા વળગતા મિત્ર સિવાયનાં વિવાહ સગપણ જોડવાં નહીં. તેવી દલાલી કરવી નહીં.

૫. કામભોગની તીવ્ર અભિલાષા થાય તેવા પદાર્થો સેવવા નહીં.

## પાંચમું પરિગ્રહ પરિમાણુ વ્રત.

૧. ઉઘાડી ધરતી, ખેતર, વાડી, વાડા, બાગ, બગીચા પ્રમુખ રાખવાં પડે તો વીઘાં ઘરેણે રાખવાં પડે તો વીઘાં

૨. ઢાંકી ધરતી ન્હાનાં મ્હોટાં મકાનો રાખવાં પડે તો નંગ

૩. રૂપુ ઘડેલું-અણુઘડેલું ઘર અર્થે જાવજીવ સુધી મણુ સોનું ઘડેલું-અણુઘડેલું શેર* સોના રૂપા પ્રમુખ ધાતુનો વ્યાપાર કરવો પડે તો વરસ એકે રૂા. સુધી.

૪. હીરા, માણેક પ્રમુખ તમામ જાતનું ઝવેરાત ઘર અર્થે જાવજીવ સુધી રૂ. સુધી વ્યાપાર કરવો પડે તો વરસ એકે રૂ. સુધી.

૫. મહોરબંધનાણું પોતાના થકું જાવજીવ રૂા. સુધી વ્યાપાર અર્થે કે વ્યાજે લેવું દેવું પડે તો વરસ એકે રૂ. સુધી.

૬. સર્વ જાતનું ધાન્ય ઘર અર્થે રાખવું પડે તો વરસ એકે રૂ. સુધી.

૭. નોકર, ચાકર, વાણોતર-રાખવા પડે તો વરસ એકે જણુ

૮. વિસ્તાર સહિત ગાય નં. ભેંસ નં. બકરી નં. બળદ નં. ઘોડા નં. ઊટ નં. ગાડર નં.

---

* શેર એક ચાળીશ રૂપીયાભાર પ્રમાણે ગણવો.

૯. પેટી પટારા પ્રમુખ ઘરવખરો ઘરનો આગળનો હોય તે રૂ. સુધી. તે ઉપરાંત નવો લેવો પડે તો વરસ એકે રૂ. સુધીનો.

૧૦. ગાડી, ગાડાં, વેલ, સગ્રામ, દમણીયાં પ્રમુખ રાખવાં પડે તો નંગ

૧૧. વહાણ મછવા પ્રમુખ રાખવા રખાવવા પડે તો નંગ

૧૨. જીન, મીલ, પ્રેસ પ્રમુખ કારખાનાં રાખવાં રખાવવાં પડે તો નંગ

૧૩. કાપડનો વ્યાપાર કરવો પડે તો વરસ એકે રૂ.

૧૪. સુતર, ઉન, રૂ, કપાસ, કપાસીયાનો વ્યાપાર વરસ એકે રૂ.

૧૫. કરીયાણાં, ઔષધિ પ્રમુખનો વ્યાપાર વરસ એકે રૂ.

૧૬. વાસણ, કાચનો સામાન, વગેરેનો વ્યાપાર વરસ એકે રૂ.

૧૭. પરચુરણ દરેક જાતના વ્યાપાર કરવા પડે તો વરસ એકે રૂ.

## આગાર.

ઉપર પ્રમાણે મર્યાદા બાંધી છે તે ઉપરાંત કોઇ લેહેણા લેખામાં ચીજ આવે તે વેચાય નહીં ત્યાંસુધી રાખવી પડે, અનુકંપાથી કોઇ દ્વિપદ, ચઉપદ રાખવાં પડે, કોઇ સંબંધી કે લાગતા વળગતાની મીલકતની વ્યંવસ્થા કરવી પડે, કોઇના ટ્રસ્ટી થવું પડે, પંચાઉ મીલકત સાચવવી પડે, નિરાધારનું રક્ષણ કરવું પડે, કંપનીમાં ભાગ રાખવો પડે, શેર ખરીદવા પડે,

સંબંધી કે લાગતા વળગતાને વ્યાપાર સંબંધી સલાહ આપવી પડે, ગમે તે વ્યાપારની દલાલી કરવી પડે, નોકરી કરવી પડે, આજીવિકાનું બીજું સાધન ન મળતાં ગમે તે યોગ્ય વ્યાપાર કરવો પડે તો આગાર.

પાંચમું વ્રત જાવજીવ સુધી કોટી ત્રણે ઉપયોગ રાખી પાળવું.

## પાંચમા વ્રતના પાંચ અતિચાર.

૧. ઉઘાડી અને ઢાંકી જમીનની બાંધેલી હદ પુરી થયા પછી બે મકાનોને એકરૂપ કરી ગણત્રીમાં ગાળમેળ કરવી નહીં.

૨. સોના રૂપાની હદ બાંધી છે તે પુરી થયા પછી ન્હાના દાગીના મ્હોટા બનાવી ગણત્રીમાં ન્યૂનાધિકતા કરવી નહીં.

૩. ધન, ધાન્યની હદ પૂરી થયા પછી બીજાને નામે પૈસા ચડાવવા નહીં; તેમ ધાન્યાદિનો સોદો કરી બીજાને ત્યાં પોતાનું કલ્પી રાખવું નહીં.

૪. દ્વિપદ, ચતુષ્પદની હદ થઇ રહ્યા પછી બીજાને નામે કલ્પી રાખવા નહીં, તેમ ગણત્રીમાં ફેરફાર કરવો નહીં.

૫. ઘરવખરાની હદ પૂરી થયા પછી વસ્તુઓની કિંમત ઓછી કલ્પી મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહીં.

---

## છઠ્ઠું દિક્ પરિમાણ વ્રત.

૧. પોતાના સ્થળથી એકેક દિશાએ જળવાટે યા સ્થળવાટે જવું પડે તો ગાઉ સુધી, ઉંચે જવું પડે તો ગાઉ સુધી, નીચે ઉતરવું પડે તો ગાઉ સુધી, તે ઉપરાંત સ્વઇચ્છાએ કાયાએ જઈ અઢારે પાપસ્થાનક સેવવાં સેવરાવવાનાં જાવજીવ સુધી છ કોટીએ પચ્ચખાણ; તેમાં વકીલ, વાણોતર મોકલી કે કાગળ, તાર, ટેલીગ્રાફથી માલ મંગાવવો પડે, કોઇને તેડવા મેલવા જવું પડે, અને ધર્મ કે પરમાર્થને કાજે જવું પડે, તે આગાર.

## છઠ્ઠા વ્રતના પાંચ અતિચાર ટાળવા.

૧. ઉર્ધ્વ દિશાએ પ્રમાણ ઉપરાંત જવું નહીં.
૨. નીચે પ્રમાણ ઉપરાંત જવું નહીં.
૩. ત્રીછું પ્રમાણ ઉપરાંત જવું નહીં.
૪. દિશાઓના ગાઉ ભેગા કરી એક દિશાએ જવું નહીં.
૫. બાંધેલ પરિમાણની શંકા પડયા પછી આગળ જવું નહીં.

## સાતમું ભોગોપભોગ પરિમાણ વ્રત.

ભોગ એટલે જે એક વાર ભોગવાય તે અનાજ, ફુલ, ફળ વગેરે. ઉપભોગ એટલે જે એક જ ચીજ બહુ વાર ભોગવાય તે લુગડાં, ઘરેણાં વગેરે.

### તેની મર્યાદા આ પ્રમાણે:—

૧. શરીર લુહવાના ટુવાલ રૂમાલ વગેરે દિન એકે નંગ

૨. દાતણ કરવું પડે તો દિન એકે નંગ

૩. ન્હાવા ધોવામાં ઉપયોગી થાય તેવાં આંબળાં, અરીઠાં, પ્રમુખ ફળ શેર

૪. મર્દન કરવાનું તેલ શેર

૫. પીઠી, ખારો, લોટ, કકોડી, છાશ, માટી, છાણ પ્રમુખ અભિંગન શેર

૬. સ્નાન માસ એકે દિન તે ઉપરાંત કારણ વિશેષનો આગાર.

૭. પ્હેરવા, ઓઢવાનાં વસ્ત્રાં દિન એકે નંગ ગજ તે ઉપરાંત સંઘટા ફરસનાનો આગાર.

૮. વિલેપન દ્રવ્ય ચંદન, કેશર વગેરે શેર

૯. સુંઘવાનાં પુલ, તમાખુ પ્રમુખ દિન એકે રૂપિયા ભાર

૧૦. ઘરેણાં પોતાનાં તથા પારકાં રૂા. સુધીનાં, ઉપરાંત નિયમ

૧૧. સંસાર અર્થે ધૂપ કરવો પડે, લુગડાંને ધૂપ દેવો દેવરાવવો પડે તો શેર

૧૨. કાવો, રાબડી, ઉકાળેલું દૂધ પ્રમુખ શેર  કેફી ચીજનો કેફ કરવો નહીં; કારણે આગાર.

૧૩. સુખડી, મીઠાઈની જાત ખાવાને માટે શેર

૧૪. લાસું ધાન્ય, ઘઉં, બાજરો પ્રમુખ શેર

૧૫. કઠોળ ધાન્ય, મગ, ચણા પ્રમુખ શેર

૧૬. વિગય તે દૂધ શેર  દહીં શેર  ઘી શેર
મલાઈ શેર  તેલ શેર  ખાંડ શેર  સાકર શેર
ગોળ શેર  મહા વિગય દારૂ, માંસ, મધ ને માખણ એ ચારેનાં પચ્ચખાણ પણ દવાના મિશ્રણમાં તથા છાશમાં માખણ આવે તેનો આગાર.

૧૭. શાક જે લીલોતરીનું ખપે છે તે દિન એકે શેર
ફ્રુટ જે ખપે છે તે દિન એકે શેર

## લીલોતરીની જાતિની તપસીલ.

| | |
|---|---|
| ૧ ચોળાની સીંગ | ૧૦ તુવેરની સીંગ |
| ૨ ગવારની સીંગ | ૧૧ ચણાની સીંગ |
| ૩ ભીંડાની સીંગ | ૧૨ ઇંદ્રજવ (કડાફલી)ની સીંગ |
| ૪ સેકટા (સરગવા)ની સીંગ | ૧૩ તુરીઆં (ઘીસોડા) |
| ૫ ખીજડાની સીંગ | ૧૪ કાકડી |
| ૬ મગની સીંગ | ૧૫ દૂધી (નઇ) |
| ૭ મઠની સીંગ | ૧૬ મીઠી તુંબડી |
| ૮ વટાણાની સીંગ | ૧૭ ચીભડાં |
| ૯ વાલની સીંગ | ૧૮ કારેલાં |

૧૯ કંકોડાં (કંટોલા)
૨૦ રીંગણા
૨૧ તિંડોલા (ઘોલા)
૨૨ તરબુચ (કાલિંગા)
૨૩ ગલકાં
૨૪ સાકર કોહળું
૨૫ પોપૈયાં (કાઠ ચીભડાં)
૨૬ કોઠીંબડાં
૨૭ મોગરી, મોગરાં
૨૮ વાલપાપડી
૨૯ તમેટાં
૩૦ પરવર
૩૧ પંડોલા
૩૨ કુલાવર

ભાજી.

૩૩ તાંદલજાની ભાજી
૩૪ ઢીમડાની ભાજી
૩૫ મેથીની ,,
૩૬ સુવાની ,,
૩૭ રાઇ(સરસવ)ની ,,
૩૮ કલમની ,,
૩૯ ટાંકાની ભાજી
૪૦ કડલી (કુરલી) ની ભાજી.
૪૧ કોબીની ,,
૪૨ લુંણીની ,,
૪૩ અકલકરાની ,,
૪૪ જલજીભી (ભોંપાથરી) ની ભાજી.

પાન.

૪૫ અજમાનાં પાન
૪૬ પોથીનાં પાન
૪૭ અળવીનાં પાન
૪૮ નાગરવેલનાં પાન
૪૯ મૂળાનાં પાન
૫૦ ભીંડીનાં પાન
૫૧ તુલશીનાં પાન
૫૨ મીઠા લીંબડાનાં પાન
૫૩ કોથમી
૫૪ કુદીનો

ફુલ

૫૫ મરેઠીનાં પુલ લીલાં ૫૬ ગુલાબનાં પુલ લીલાં

ફળની જાતિ.

૫૭ લીલાં શ્રીફળ
૫૮ લીલી ખારેક
૫૯ લીલી બદામ
૬૦ લીલી સોપારી
૬૧ લીલી દ્રાક્ષ
૬૨ લીલાં મરચાં
૬૩ લીલી વરીયાળી
૬૪ આંબલીના લીલા કાતરા
૬૫ રામફળ
૬૬ સીતાફળ
૬૭ જામફળ (જમરૂખ)
૬૮ કેરી
૬૯ કેળાં
૭૦ દાડમ
૭૧ લીંબુ
૭૨ બીજોરાં (દોડીંગા)
૭૩ નારંગી
૭૪ સફરજંદ
૭૫ ચાંપાં (ફનસ)
૭૬ અનારસ
૭૭ કમરક
૭૮ કોઠ
૭૯ ટીંબરૂ
૮૦ અંજીર
૮૧ ગુંદા, નાના મોટાં.
૮૨ પીલુ, પીચું.
૮૩ રાયણુ
૮૪ સીંગોડાં
૮૫ ઘીતેલાં
૮૬ બોર ન્હાનાં મ્હોટાં
૮૭ બોર ખારેકી
૮૮ જાંબુ
૮૯ આમળાં
૯૦ ફાલસાં
૯૧ ગણુગેટા
૯૨ ઢામણાં
૯૩ રાયડોડી.
૯૪ ચકુત્રા (પપનસ)
૯૫ સેતુ

સાંઠા

૯૬ શેરડીનો સાંઠો
૯૭ જારનો સાંઠો

પોંક

૯૮ જારનો પોંક
૯૯ બાજરીનો પોંક
૧૦૦ ઘઉંનો પોંક
૧૦૧ મકાઇના ડોડા
૧૦૨ ચણાના ઓળા

અથાણું.

૧૦૩ કેરીનું અથાણું
૧૦૪ કેરડાનું ,,
૧૦૫ બાવળીઆનું ,,
૧૦૬ ડાળાંનું ,,
૧૦૭ શેલડાંનું ,,
૧૦૮ પરબતી રાઇનું,,
૧૦૯ કરમદાંનું અથાણું,
૧૧૦ ખારેકનું ”
૧૧૧ ખાકટીનું ”
૧૧૨ લીલાં મરીનું ”
૧૧૩ બીલીનું ”
૧૧૪ વાંસનું ”

દાતણ.

૧૧૫ બાવળનું દાતણ
૧૧૬ આવળનું ”
૧૧૭ ઓસ્ડીનું ”
૧૧૮ લીંબડાનું ”
૧૧૯ ઝીપટાનું ”
૧૨૦ જેઠીમધનું દાતણ
૧૨૧ લીલી સાંઠીનું ”
૧૨૨ વડનું ”
૧૨૩ જાંબુડાનું ”
૧૨૪ વજ્રદંતીનું ”

કંદમૂળની જાત.

૧૨૫ ડુંગળી
૧૨૬ લસણ
૧૨૭ ગાજર (પતાઇ)
૧૨૮ સકરીઆં (રાતા)

૧૨૯ મુળાના કાંદા
૧૩૦ આદુ
૧૩૧ ગરમર
૧૩૨ બટાટા
૧૩૩ સુરણ
૧૩૪ રતાળુ
૧૩૫ લીલી હળદર
૧૩૬ થેક
૧૩૭ મગફળી (ભોંયસીંગ)
૧૩૮ કુંવાર
૧૩૯ આલકુલ

ઉપર પ્રમાણે લીલોતરીનું પ્રમાણ કર્યું છે, તે ઉપરાંત ઓસડ વેસડ, ભેળસેળ, અણુઉપયોગ, ગાઢાગાઢ કારણ, સુકવણી, રસાવળ, મેવો, પલાળેલ કણ, કઠોળ, દાંતણ, ચટણી અને પ્રવ્રજ્યાનો આગાર.

૧૮. અખોડ, બદામ, ચારોલી, પિસ્તાં, ખજુર, ખારેક, કાજુ પ્રમુખ સર્વ જાતિનો મેવો દિન એકે શેર

૧૯. જે જાતિનું ભોજન ખપે છે તે સર્વ પ્રકારનું દિન એકે શેર

૨૦. પાણી પીવા નિમિત્તે દિન એકે મણ

૨૧. મુખવાસ, સોપારી, એલચી, લવીંગ, જાવંત્રી, તજ પ્રમુખ દિન એકે શેર

૨૨. પગરખાં, બુટ, મોજાં, ચંપલ, સપાટ વગેરે વરસ એકે જોડ

૨૩. વાહન ત્રણ પ્રકારનાં—ફરતાં, ચરતાં, તરતાં. તેમાં ફરતાં ગાડાં, વહેલ, રથ, સગ્રામ, વિકટોરિયા પ્રમુખ વાપરવાં પડે

તો દિન એકે નંગ  ચરતાં ઘોડા, ઉંટ, પાડા, હાથી, ખચ્ચર પ્રમુખ દિન એકે નંગ  તરતાં આગબોટ, વહાણ, મછવા પ્રમુખ દિન એકે નંગ  રેલગાડીનો આગાર.

૨૪. સુવા, બેસવાનાં આસન, ખુરશી, ટેબલ, પલંગ, પાટ પાટલા, બાજોઠ, ઢોલીયા પ્રમુખ દિન એકે નંગ

૨૫. સર્વ પ્રકારનાં સચિત્ત દ્રવ્ય દિન એકે નંગ

૨૬. સચિત્ત અચિત્ત બંને જાતિનાં દ્રવ્ય દિન એકે નંગ

ઉપરાંત નિયમ. એ છવીશ બોલની મર્યાદા કરી છે તે ઉપરાંત કોટી ત્રણે પચ્ચખાણ તેમાં કોઇ બોલની મર્યાદા એક દિવસને બદલે એક માસ કે એક વરસની અનુકુલતાએ કરવી હોય તો મરજી પ્રમાણે કરી લેવી. આ મર્યાદા પોતાની જાતની વપરાશને માટે છે.

## સાતમા વ્રતના વીશ અતિચાર.

## તેમાં ભોજનનાં પાંચ અતિચાર.

૧. જે સચિત્ત વસ્તુનો ત્યાગ કર્યો છે તે વસ્તુ પૂરેપુરી અચિત્ત થઇ ન હોય તો ખાવી નહીં.

૨. સચિત્ત સાથે સંબંધવાળી અચિત્ત હોય તે પણ ખાવી નહીં.

૩. અધુરૂં પકવેલું ખાવું નહીં.

૪. અવિધિએ પકવેલ ભડથા પ્રમુખ ખાવાં નહીં.

૫. જેમાં ખાવાનું થોડું અને નાંખી દેવાનું ઘણું તેવી તુચ્છ વસ્તુ ખાવી નહીં.

## પંદર કર્માદાન.

૧. ઈંગાલ કર્મ—ચુનો, ઈંટ, નળીયાં, કોલસા વગેરે જે ચીજો ભઠ્ઠીથી નિપજે છે તેની ભઠ્ઠી કરાવીને વ્યાપાર ન કરવો. ઘર અર્થે આગાર. ખાણમાંથી કોલસા નીકળે છે તેનો વ્યાપાર કરવો પડે તો વરસ એકે રૂ.      લુહાર, કુંભાર, કંસારા, સોનીનો ધંધો કરવો પડે અથવા તેની તૈયાર કરેલી ચીજોનો વ્યાપાર કરવો કરાવવો પડે તો વરસ એકે રૂ.      મીલ, જીન, વગેરે કારખાનાંને લગતા સામાનનો વ્યાપાર કરવો પડે તો વરસ એકે રૂ.      સુધી

૨. વનકર્મ—લીલાં ઝાડનાં વન કપાવી આજીવિકા નિમિત્તે વ્યાપાર કરવાનાં પચ્ચખાણ. સુકાં લાકડાંનો વ્યાપાર કરવો પડે તો વરસ એકે રૂ.

૩. સાડી કર્મ—દારૂ, ગળી પ્રમુખના સોડ કરી વ્યાપાર કરવો નહીં. ઘર અર્થે ગાર કરવી પડે, જલેબીનો આથો કરવો પડે તેનો આગાર.

૪. ભાડી કર્મ—ઘોડા, બળદ પ્રમુખ ભાડે આપવાનો વ્યાપાર કરવાના નિયમ. ઘરનાં હોય ને ભાડે આપવાં પડે તો આગાર.

૫. ફોડી કર્મ—સુરંગથી જમીન ફોડવાના ધંધાનો નિયમ. પોતાના ઘર અર્થે પાણા વગેરે કઢાવવા પડે કે પત્થરનો વ્યાપાર કરવો પડે તો વરસ એકે રૂ.      સુધી.

૬. દંત વાણિજ્ય–હાથીઓ મરાવી દાંતના વ્યાપારનો નિયમ. તૈયાર દાંતનો વ્યાપાર કરવો પડે તો વરસ એકે રૂ.

૭. કેશ વાણિજ્ય—પક્ષી પંખીના કેશ, પીછાં, ચર્મનો વ્યાપાર કરવો નહીં.

૮. રસ વાણિજ્ય—નીચ રસ મધ, માંખણ, દારૂ, માંસ, ચરબી ઇત્યાદિ વ્યાપારના પચ્ચખાણ. ઉંચ્ચ રસ ઘી, તેલ, ગોળ, ખાંડ સાકર પ્રમુખનો વ્યાપાર કરવો પડે તો વરસ એકે રૂા. સુધી

૯. લખ વાણિજ્ય—લાખ, સોરંગી, ફટકડી, ખાંખણ, ઈત્યાદિ રંગનો વ્યાપાર નવેસર કરવો નહીં. આગળનો હોયતો વરસ એકે રૂ. સુધી. ફટાકીયા પ્રમુખ દારૂના રમકડાંનો વ્યાપાર કરવો પડે તો રૂ. સુધી.

૧૦. વિષ વાણિજ્ય–જેથી જીવની ઘાત થાય તેવાં ઝેર, સોમલ પ્રમુખ અથવા શસ્ત્રનો આજીવિકા અર્થે વ્યાપાર કરવો નહી. તેમાં અફીણનો વ્યાપાર કરવો પડે તો વરસ એકે રૂ. છરી, પાળી, ચપ્પુ પ્રમુખ હથિયારનો વ્યાપાર હોય ને કરવો પડે તો વરસ એકે રૂ. સુધી.

૧૧. યંત્ર પીડન કર્મ—મીલ, જીન કે સંચા, ઘાણી ચરખા, ચીચોડા પ્રમુખનો નવેસર વ્યાપાર કરવો નહીં. આગળો હોય તો મીલ, જીન કે બીજાં કારખાનાં નં. આઢ કરવો પડે તો ચરખા નંગ જીનને ચરખે લોઢાવવું

પડે તો કપાસ વરસ એકે ગાંસડી રેંટીએ કાંતવું પડે તો વરસ એકે મણ ઘર અર્થે તેલની ઘાણી કઢાવવી પડે તો વરસ એકે નંગ તે ઉપરાંત કારખાનામાં ધીરધાર કરવી પડે કે ભાગ રાખવો પડે તો આગાર.

૧૨. નિલંછન કર્મ—મનુષ્ય અને જનાવરનાં અંગ ઉપાંગ છેદી વ્યાપાર કરવાના પચ્ચખાણ. કોઇ રોગના કારણથી અવયવ છેદાવવાં પડે તો આગાર.

૧૩. દવાગ્નિ કર્મ—જાણી બુઝીને કયાંય આગ લગાડવી નહીં. પર્વત વન પ્રમુખને નવરાવવાં નહીં.

૧૪ શોષણ કર્મ—તળાવ, દ્રહ, નદી, સરોવર શોસવીને આજીવિકા કરવાના પચ્ચખાણ.

૧૫. અસતીજન પોષણ—શોખ કે વ્યાપારની ખાતર કુતરાં, બિલાડાં, કુકડાં, બાજ, તેતર. પોપટ વિગેરે હિંસક જીવને પોષવાં નહીં. તેમજ તાયફા, ગુલામ વગેરે પોષાં વ્યાપાર કરવો નહીં. અનુકંપા અર્થે પોષવા પડે તો આગાર એ પંદરે કર્માદાનમાં હરેક કોઇ વ્યાપાર કરવો પડે તો

રૂા. ઉપર લખ્યા સુધી કોઇ આડતીયાને માટે કે નોકરીને અંગે શેઠના હુકમથી કરવો પડે. તેમજ રાજાના હુકમથી કે પરવશપણે દુકાલ, વિષમ વિપત્તિને કારણે કરવો પડે તો આગાર.

## વ્યસનો

૧. જુગાર રમવું નહીં. માંસ ખાવું નહીં. દારૂ પીવો નહીં. વેશ્યાગમન કે પરસ્ત્રીગમન કરવું નહીં. શિકાર કરવો નહીં.

ચોરી કરવી નહીં. ગાંજે, ચડસ પીવાં નહીં. અફીણ વ્યસન તરીકે ખાવું નહીં. તે આગળનું હોય તો માસ એકે રૂા. સુધી. હોકો, ચલમ અને બીડી પીવી નહીં. આગળનું વ્યસન હોય ને કોઇ રીતે નીકળી શકે તેમ ન હોય તો દિન એકે વાર ઉપરાંત નિયમ.



## આઠમું અનર્થ દંડ વ્રત.

૧. નિરર્થક આર્ત રૌદ્ર ધ્યાન ધ્યાવવું નહીં. આર્ત એટલે દુઃખ વિપત્તિ પડયે કે મરણે ઝરણે અતિદીન બની આક્રંદ રૂદન કરવું નહીં. લોકાચાર પ્રમાણે કરવું પડે તેની જુદી વાત છે. તેમાં પણ જેમ બને તેમ ઘટાડો કરવો. રૌદ્ર એટલે બીજાનું ભુંડું ચિંતવવું નહીં. કદાચ પરિણામની લ્હેર ચાલી જાય તો જ્ઞાનબોધથી મન પાછું ખેંચી પશ્ચાત્તાપ કરવો. દુષ્ટ ધ્યાનના યોગે આપઘાત કરવો નહીં. એટલે કે કુવામાં પડી ઝેર યા ગળાફાંસો ખાઇ કે હીરો ચુસી પોતાનું મરણ નીપજાવી આપઘાત કરવો નહીં. કોઇને ફાંસી દેવાતી હોય ત્યાં ખાસ જોવા જવું નહીં રાજીયા છાજીયા ગાવા નહીં. કાણો કરાવવી નહીં. નાયકા તાયફા નચાવવા નહીં.

૧ પ્રમાદને વશે નિરર્થક જીવહિંસા થાય તેવી રીતે ઘી, તેલ, એઠનાં ઠામં ઉઘાડાં મૂકવાં નહીં. સમ્મુર્છિમ ઉત્પન્ન થાય તેવી રીતે ગંદકી કરવી નહીં.

૩. હિંસાકારક શસ્ત્રોનો નિરર્થક સંગ્રહ કરવો નહીં.
૪. વગર કારણે જેને તેને પાપકારક ઉપદેશ આપવો નહીં. કે બદસલાહ આપવી નહીં.

## આઠમા વ્રતના પાંચ અતિચાર.

૧. કંદર્પ—કામવિકાર જાગે તેવી વાતો કરવી નહીં.
૨. મુખથી કુકવાટા કરી બીવરાવવું નહીં.
૩. યદ્વા તદ્વા મર્મભેદક વચન બોલવાં નહીં.
૪. હિંસાકારક અધિકરણો યોજવાં નહીં.
૫. ભોગોપભોગની વસ્તુ અધિક વધારવી નહીં.

---

## નવમું સામાયિક વ્રત.

૧. બત્રીશ દોષ ટાળી સામાયિક વરસ એકમાં  કરવાં. કોઇ કારણે ન બને તો જેમ વળે તેમ વાળીને કરવાં. જરા પરવશપણાનો આગાર.

---

## દશમું દેશાવકાશિક વ્રત.

૧. વરસ એકે દેશાવગાસિયા નં.  કરવા. તે ન બને તો ચોઘડીયાં નં.  કરવાં. તે ન આવડે તો બે સામાયિક ભેગાં કરી એક ચોઘડીયું વાળવું. તે ન બને તો સંવર નંગ  કરવા. જરા પરવશપણાનો આગાર.
પ્રતિક્રમણ માસ એકે દિન  તે ન બને તો રાત્રિભોજન ત્યાગ માસ એકે દિન

---

## અગીઆરમું પૌષધ વ્રત.

૧. વરસ એકમાં પરિપૂર્ણ પૌષધ  કરવા. કારણ પ્રસંગે ન બની શકે તો પચીશ સામાયક, છઠ, પાંચ ઉપવાસ, આઠ દિવસ છતે જોગે બ્રહ્મચર્ય પાળી, કે આઠ દિવસ લીલોતરીનો ત્યાગ કરી, પોસો એક વાળવો. જરા, પરવશપણાનો આગાર.

---

## બારમું અતિથિ સંવિભાગ વ્રત.

૧ સાધુ સાધ્વીને નિર્દોષ આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર, ઓસડ-વેસડ વગેરે કલ્પતી ચીજો જોગ મળ્યે ભક્તિભાવથી વ્હોરાવવી.

### બારમા વ્રતના પાંચ અતિચાર.

૧. સુઝતી વસ્તુ સચિત્ત વસ્તુ ઉપર મૂકવી નહીં.
૨. સુઝતી વસ્તુ સચિત્ત વસ્તુથી ઢાંકવી નહીં.
૩. સમય ચુકાવવો નહીં.
૪. પોતાની વસ્તુ બીજાની કરી રાખવી નહીં અગર સાધુ-સાધ્વીનો જોગ મળ્યે બીજાને હુકમ ન કરતાં પોતાની જાતે જ વ્હોરાવવું.
૫ દાન આપીને મચ્છર ભાવ કે પશ્ચાતાપ કરવો નહી.

એ રીતે સમકિતપૂર્વક વ્રત                    મહાપુરૂષશ્રી

પાસે સંવત ૧૯

વારે આદર્યાં છે,

તે દ્રવ્યથકી જે જે દ્રવ્યની મર્યાદા કરી છે તે પ્રમાણે, ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાલ થકી જાવજીવ સુધી, ભાવ થકી જે જે વ્રતની જે જે કોટી કહી છે તે તે કોટીએ, ઉપયોગ રાખી છતી શક્તિએ પાળીશ, પાર પ્હોંચાડીશ. તેમાં જરા, પરવશપણે, રાજ્ય હુકમ, નોકરીને અંગે, માલીકનો હુકમ, દુકાળ વિષમ વિપત્તિ, બલાત્કાર, ભૂલચૂક, અણુઉપયોગ, સર્વથા અસમાધિના કારણનો આગાર છે. કોઇ બોલમાં વધારો કરવો પડે તો વરસ  નો આગાર છે.

ૐ शांतिः शांतिः शांतिः



## પરિશિષ્ટ.

### સંક્ષેપ રૂચિવાળાઓને માટે

### ટુંકામાં બાર વ્રતો.

૧ પ્રથમ વ્રત. જાણી બુઝી દ્વેષબુદ્ધિથી ત્રસ જીવની વગર અપરાધે હિંસા નહીં કરૂં. આરંભ પરિગ્રહે જયણા.

૨ બીજું વ્રત. માણસ, જનાવર અને જમીન આશ્રી કોઇને વધારે નુકસાનકારક રીતે જુઠું નહીં બોલું. પારકી થાપણ નહીં ઓળવું. મ્હોટી ખોટી સાક્ષી નહીં ભરૂં.

૩ ત્રીજું વ્રત. ગાંઠ છોડી, ખીસા કાતરી, વાડ તળપી, ધાડ પાડી, તાળા ઉઘાડી, ખાતર પાડી, કોઈની ચોરી નહીં કરૂં. ચોરેલી ચીજ જાણી બુઝી નહીં લઉં. ચોરને ચોરી કરવામાં મદદ નહી કરૂં. રાજ્ય વિરૂદ્ધ દાણચોરી પ્રમુખ નહી કરૂં. આગળથી ઠરાવ કરી રૂશવત નહીં લઉં.

૪ ચોથું વ્રત. પરદાર કે પરપુરૂષનો ત્યાગ અને સ્વદાર કે સ્વપતિનો એક માસમાં દિવસ ઉપરાંત નિયમ. સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ નહીં કરૂં. દિવસે અબ્રહ્મ નહીં સેવું.

૫ પાંચમું વ્રત. જેની કિમ્મત થઇ શકે તેવી સ્થાવર અને જંગમ એકંદર રૂ. ની મીલકત ઉપરાંત પરિગ્રહ નહીં રાખું.

વ્યાપારાદિ પ્રસંગે બીજાના પૈસા વ્યાજે રાખવા પડે તેનો આગાર.

૬ છઠું વ્રત. પોતાના સ્થાનથી ચારે દિશાએ ગાઉ ઉંચે ગાઉ નીચે ગાઉ ત્રિચ્છા ઉપરાંત પોતાની જાતે જઈ પાંચે આશ્રવ સેવવાનો ત્યાગ. પરમાર્થને કારણે કે કોઈને લેવા મુકવા જવું પડે તો આગાર.

૭ સાતમું વ્રત. બનતાં સુધી પોતાને ખાવા, પીવા, વાપરવાની ચીજોની નીચે પ્રમાણે ધારણા કરીશ.

૧. સચિત્ત વસ્તુ એક દિવસમાં ખપે. ઉપરાંત નિયમ.
૨. સચિત્ત અચિત્ત દ્રવ્ય નંગ.
૩. વિગય ઘી, તેલ, દૂધ, દહીં, મલાઇ વગેરે શેર
૪. પગરખાં, મોજાં વગેરે જોડ નંગ

૫. તંબોળ, પાન, સોપારી, બીડી વગેરે મુખવાસ દિન એકે વાર

૬. વસ્ત્ર તમામ જાતના નંગ

૭. સુંઘવાની વસ્તુ શેર

૮. ગાડાં, ગાડી, સગરામ, ઘોડા, ઊંટ, ખચ્ચર વગેરે નં. તેમાં રેલગાડી કે સ્ટીમરનો આગાર.

૯. શય્યા, પલંગ, ખુરશી, બાંક વગેરે આસન નંગ

૧૦. વિલેપન કરવા યોગ્ય વસ્તુ શેર

૧૧. ઘરેણાં પોતાનાં તથા પારકાં રૂ  સુધી.

૧૨. ભોજન જે જાતિનું ખપે છે તે શેર

૧૩. પાણી પીવાને મણ  સ્નાન માટે મણ  કારણ પ્રયોગનો આગાર.

૧૪. લીલોતરીની જાત દિન એકે શેર

દારૂ, માંસ ખાઈશ નહીં. દવાના મીશ્રણનો આગાર. તેમજ કારણ વગર મધ માંખણ પણ ખાઇશ નહીં. ગાંજો, ભાંગ, ચડસ વગેરે કેફી ચીજોનું વ્યસન કરીશ નહીં. શરીરના કારણનો આગાર.

## વ્યાપારની મર્યાદા.

આર્ય જાતિને ન છાજે તેવા નિન્દ્ય વ્યાપાર નહીં કરૂં. બીજી રીતે નિર્વાહ ચાલતો હોય તો તેવા વ્યાપારની નોકરી નહી કરૂં.

જે ધંધામાં અનહદ જુઠ કે બેહદ પાપ હશે તે બનતાં સુધી નહી કરૂં. તંગીનો આગાર.

૮. આઠમું વ્રત, આર્ત, રૌદ્ર ધ્યાન, પાપોપદેશ, વિકથા, વગેરે ઓછાં કરવા કે ટાળવાની ઉમેદ રાખું છું.

૯. નવમું વ્રત. વરસ એકમાં સામાયિક  કરીશ. જરા, પરવશપણાનો આગાર. રહી જાય તો જેમ વળે તેમ વાળીને કરીશ

૧૦. દશમું વ્રત. વરસ એક દેશાવગાસિયા  કરીશ.

૧૧. અગીઆરમું વ્રત. વરસ એકમાં પોષા  કરીશ. જરા. પરવશપણાનો આગાર.

૧૨. બારમું વ્રત. સાધુ, નિર્ગ્રંથનો જોગ મળ્યે નિર્દોષ આહાર, પાણી વસ્ત્ર, પાત્રાદિ વ્હોરાવું. જોગ ન મળ્યે ભાવના ભાવીશ.

એ રીતે વ્રત સં૦

મહારાજ શ્રી  પાસે

આદર્યો છે. તે ઉપયોગ રાખી જાવજીવ સુધી યથાશક્તિ પાળીશ; પણ તેમાં જરા, પરવશપણે નોકરી, રાજ્ય હુકમ, દુકાળ, તંગી, બળાત્કાર, સર્વથા અસમાધિનો આગાર છે. કોઇ બોલમાં વધારો કરવો પડે તો  વર્ષનો આગાર.

---

## પ્રાસંગિક શિક્ષાવચનો.

### વ્રત પહેલું.

૧ ખોરાક માટે કે વ્યાપાર અર્થે તેવા ધાન્યનો સંગ્રહ કરવો નહીં, કે જેમાં જીવાત પડે. તેમ સસ્તે ભાવે

મળે તેટલા ખાતર તેવું સડેલું જીવાતવાળું ધાન્ય ખરીદવું નહીં. તેથી શરીરમાં રોગાદિ ઉત્પન્ન થાય છે અને ત્રસ જીવની હિંસા લાગે છે.

૨. સડેલાં લાકડાં અને છાણાં ઇંધણાં પ્રમુખને આશ્રી જીવાત રહે છે માટે તે જોયા, તપાસ્યા, ખંખેર્યા, પુંજ્યા વિના વાપરવાથી ત્રસ જીવોનો સંહાર થઈ જાય તેથી તપાસ્યા વિના વાપરવાં નહીં. તપાસીને પણ જ્યાં ત્યાં ખંખેરવા નહીં. ખંખેરવા, પુંજવા છતાં પણ લાકડાંની અંદરના જીવો નીકળી શકતા નથી માટે સડેલાં લાકડાંને ન બાળતાં એકાંતમાં મુકી દેવાં, એજ વધારે સારૂં. તેમજ તેવાં લાકડાં ખરીદવાં પણ નહીં.

૩. જેમાં કીડી, માખી પ્રમુખ પડે તો મરી જાય તેવા ઘી, તેલ, એઠ વગેરેનાં ઠામ ઉઘાડાં રાખવાં નહીં અને જ્યાં ત્યાં રખડતાં રાખવાં નહીં.

૪. ચૂલો, પાણીઆરૂં, ઘંટી ખાંડણી અને જમવાનું સ્થાન એટલાં ઠેકાણાં ઉપર ચંદરવો ન બાંધવાથી ચોમાસાની ઋતુમાં ઉપરથી પડતા કુંથવા વગેરેની હિંસા થાય છે એટલુંજ નહીં પણ ઝેરી જનાવરની લાળ, ગરલ પડતાં શરીરને પણ જફા લાગે છે; માટે ચંદરવા બાંધવા. લોભ અને આળસનો ત્યાગ કરવો.

૫. અણગળ પાણી પીવું, વાપરવું નહીં. ગળ્યા પછી સંખારો જ્યાં ત્યાં ફેંકી દેવો નહીં. એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે ખારા પાણીના પોરા મીઠા પાણીમાં

અને મીઠા પાણીના ખારા પાણીમાં જીવી શકતા નથી. જે નવાણના પોરા હોય તેને તે નવાણમાં જ નાંખવાથી જીવતા રહી શકે છે.

૬. વિકલેન્દ્રિય જીવ ગમે તેટલા ચટકા મારતા હોય તોપણ તેને અપરાધી ગણીને મારવાનો હક્ક શ્રાવકે રાખ્યો નથી, માટે માંકડવાળાં ગોદડાં, ગાદલાં, ખાટલા પ્રમુખ તડકે નાંખવાં કે ઝુડવાં નહીં. કેમકે કોમળ જીવો તડકામાં ફુટ દઈને ફાટી જાય છે. માટે પ્રથમથી એવા ઉપાયો લેવા કે માંકડ ઉત્પન્નજ ન થાય અને ઉત્પન્ન થયા તો પછી તે ઉપકરણની યતના કરવી.

૭. એઠવાણી ઘર આગળ જયાં ત્યાં નાંખવાથી માખીઓ, મચ્છર વગેરે જંતુઓ ભેગા થાય છે અને મરે છે. હવા બગડે છે, તેથી દ્રવ્યે અને ભાવે નુકસાન થાય છે, માટે ગંદકી કરવી નહીં.

૮. વાળવાનાં સાવરણી, સાવરણા કઠોર રાખવાં નહીં. તેથી કોમળ જીવ મરી જાય છે.

૯. ખાળ, મોરી, ગટરમાં ઝાડો, પેશાબ કરવા નહીં. તેથી સમુચ્છિંમની હિંસા થાય છે અને ખરાબ હવાથી શરીર બગડે છે.

૧૦. ખાવા-પીવાની જે ચીજોનો રસ ચલિત થઈ ગયો હોય, વર્ણ ગંધ બદલાઇ ગયા હોય, લાળ દેખાતી હોય, લીલ-ફુલ પ્રમુખ ચડેલી હોય, તે ચીજ ખાવા પીવામાં વાપરવી નહીં; કારણ કે તેથી તન્દુરસ્તી બગડે છે.

૧૧. નાતમાં કે મિજમાનીમાં ઘણા જણ સાથે એક વાસણમાં જમવા બેસવું નહીં. ઢોળ ફોડ કરી એઠ કરવી નહીં.

૧૨. છુટા પાણીમાં કે અણગળ પાણીએ બનતાં સુધી નહાવું નહીં, કેમકે તેથી પોરા, માછલાં વગેરેની હિંસા થાય છે.

૧૩. ફાનસ કે ઢાંકણ વિના દિવાબત્તી બાળવા નહીં.

૧૪. ઘરડાં—બુઢાં પોતાનાં જનાવરોને વેચવાં કે જ્યાં ત્યાં રખડતાં છોડી દેવાં નહીં, તેમ પાંજરાપોળમાં વ્યવસ્થા ન હોય ત્યાં મૂકવાં નહીં. ઘરડાં માબાપની જેમ સેવા થાય તેમ ઘરડાં જનાવર કે જે ઘણાં વરસ સુધી કામે લાગ્યાં છે તેનું પણ પ્રતિપાલન કરવું એ શ્રાવકની ફરજ છે. ખાટકી, કસાઇ કે દુઃખી થાય તેવે સ્થળે પોતાનાં જનાવરો વેચવાં નહીં.

૧૫. વિવાહાદિ પ્રસંગે ગાડાં, ગાડીઓ, દોડાવવાની હોડ કરવી નહીં. તેથી ઘણી વખત ઘોડા, બળદનું મોત નીપજે છે; માટે તેવો શોખ મનમાં રાખવો નહીં.

૧૬. જે વસ્તુ નિમિત્તથી પંચેન્દ્રિય જીવોની હિંસા થાય તેવી વસ્તુઓ, પીછાંવાળો પોષાક, કચકડાની વસ્તુઓ, હાથીદાંત વગેરે વાપરવાથી હિંસાને ઉત્તેજન મળે માટે બનતાંસુધી તેવી ચીજો ઘરમાં વાપરવી નહીં.

૧૭. સડેલાં ફળ, શાક વગેરે વાપરવાં નહી, તેમજ ચોમાસામાં ભાજી ખાવી નહીં.

## બીજું વ્રત.

૧. જે વાતની પૂરેપૂરી ખબર ન હોય તેવી કોઈની વાત બોલવી નહીં.

૨. યોગ્યાયોગ્ય ઘટિતાઘટિતનો વિચાર કર્યો વિના બોલવું નહીં.

૩. વગર કારણે કોઈની સાથે કડવાશ થાય તેવાં વચનો બોલવાં નહીં.

૪. પોતાની શક્તિનો તોલ કર્યો વિના લાંબી લાંબી વાતો કરવી નહીં.

૫. બોલ્યું પળી શકે તેટલુંજ બોલવું. અધિક બોલવાથી પ્રતિષ્ઠા કમ થાય છે અને લોકોનો વિશ્વાસ ઉઠી જાય છે.

૬. કોઈને નુકસાની જાય, કજીયા થાય અને ઝેર પથરાય તેવાં વચનો કદી પણ બોલવાં નહીં.

૭. કોઇ માણસ સલાહ લેવા આવે તેને ઇરાદાપૂર્વક ખોટી સલાહ આપવી એ વિશ્વાસઘાત બરાબર છે; માટે તેમ ન કરવું.

૮. ખોટા સાચાનો વિચાર કર્યો વગર કેવળ આગલાને રૂડું લગાડવાને માખણહાસીઆ બનવું નહીં.

૯ કોઇને ઉન્માર્ગથી અટકાવવાને સારા ઇરાદાથી કડવાં વચનો બોલવાં પડે તોપણ તે વચનો પરિણામે સુખકારક હોવાથી બોલવા લાયકજ ગણાય છે. પણ તે વચનો સાંભળનારને ગ્રાહ્ય ન લાગતાં હોય તો ત્યાં મૌન રહેવું, એ વધારે સારૂં છે.

૧૦ કોઇની નિન્દા કરવી નહીં. કોઈ નો દોષ જાણવામાં આવે

ને હિમ્મત હોય તો તેને મોઢે તે વાત હિતશિક્ષા રૂપે કહેવી પણ પરપુઠે ઇરાદાપૂર્વક નિન્દારૂપે બોલવું નહીં.

૧૧. ધર્મસ્થાનકમાં કે ધર્મક્રિયામાં વિકથા બિલકુલ કરવી નહીં.

૧૨. ધર્મકાર્યમાં કોઇ પણ વખત કપટ સહિત બોલવું નહીં.

૧૩. સભામાં, પંચમાં કે અજાણ્યા માણસની સાથે કદી પણ હાંસી મશ્કરી કરવી નહીં.

૧૪. સ્ત્રીઓએ પુરૂષની સાથે અને પુરૂષે સ્ત્રીની સાથે કદી મશ્કરી કરવી નહીં.

૧૫. જેની સાથે મશ્કરીનો વ્યવહાર હોય તે સાથે પણ બનતાંસુધી ઓછો કરી નાંખવો; કેમકે તેથી કોઇ વખતે કલેશ ઉત્પન્ન થાય અને મિઠાશ હોય ત્યાં કડવાશ પથરાય છે.

૧૬. જેમ બને તેમ ઓછું બોલવાની ટેવ પાડવી. હિત, મિત, સત્ય અને પથ્ય વચન સિવાય બીજી રીતે ન બોલવાનો અભ્યાસ પાડવો.

## ત્રીજું વ્રત.

૧. ચોરી બે પ્રકારે કરવામાં આવે છે. એક તો ચોરની રીતે એટલે કે ધણીની ગેરહાજરીમાં અથવા ધણી ન જાણે તેવી રીતે રાત્રિના ભાગમાં ખાતર પાડી, તાળાં ઉઘાડી, ચોર બની. ચોરી કરવામાં આવે છે, અને બીજી શાહુકારીની રીતે ચોરી થાય છે, તે ધણીની રૂબરૂમાં જુલ્મથી અથવા ઠગાઇથી કરાય છે. જુલ્મથી થાય છે તે ધાડ અથવા લુંટ કહેવાય છે અને ઠગા-

ઇની ચોરી વ્યાપારાદિમાં ચારે કોરે પ્રસરેલી હોવાથી આજે શાહુકારીમાં ખપે છે. પાંચ રૂપિયાની ચીજનો દશ રૂપિયા ભાવ કહી, તે ભાવ બરાબર છે. પણ વધારે નથી, એમ ભોળા અજાણ માણુસોને સમજાવી ઠગાઇથી જે વધારે કિમ્મત લેવામાં આવે છે તે પણ એક પ્રકારની ચોરી છે. તેમજ હિસાબમાં ભૂલાવી, ખોટાં ખત નામાં લખી, કપટ ઠગાઇથી જે કંઇ લેવામાં આવે, કોઇની હદ દબાવવામાં આવે, રૂશવત લેવામાં આવે, અમુક ચીજ આપે તો કામ કરી દઉં એમ દબાણથી ન્યાય વિરૂદ્ધ વસ્તુ લેવામાં આવે, તે પણ એક પ્રકારની ચોરીજ છે. જોકે ત્રીજા વ્રતમાં વ્યાપારી ચોરીના નિયમ આવતા નથી તોપણ ગુણાભિલાષીઓએ જેમ બને તેમ વિશ્વાસ-ઘાત, કપટની પ્રવૃત્તિ ઓછી કરવી. વ્યાપારમાં ધર્મના કે તેવા બીજા સોગન ખાવા નહીં. ન્હાના મ્હોટાની પાસે ભાવ એક રાખવો. વધુ લેવું હોય તોપણ ચોખ્ખું કહીને લેવું, પણ કપટ, ઠગાઇ કરીને ન લેવું. સચ્ચાઈ પ્રામાણિકતા રાખવાથી લોકોમાં છાપ પડે છે અને લાભ પણ વધારે મળે છે. તેથી ધર્મ અને લાભ બન્ને સચવાય છે. લુચ્ચાઇ, ઠગાઇ કરનારા એક વાર કદાચ લાભ મેળવે છે, પણ અંતે વિશ્વાસ ગુમાવી ધર્મ અને અર્થ બન્ને ખોઈ બેસે છે.

૨. આડત કે દલાલીના ધંધામાં આગલા માણુસોએ વિશ્વા-સથી જે વસ્તુ સોંપી હોય કે ઓર્ડર આપ્યો હોય તેમાં

કમીશન કે દલાલી સિવાય વધારે લાલચ રાખી ઘાલમેલ કરીને વિશ્વાસઘાતનું કામ કરવું નહીં.

## ચોથું વ્રત.

૧. બ્રહ્મચર્ય વા વીર્યરક્ષણ એ શરીરબળ, મનોબળ અને આત્મબળ વધારવાની અમૂલ્ય ઔષધી-બુટી છે.

૨. યોગ્ય ઉમરે પહોંચ્યા પહેલાં બાલ્યાવસ્થામાં પોતાનાં કે પોતાની સંતતિનાં લગ્ન કરવાં નહીં.

૩. મમ્મા, ચચ્ચાની ગાળો કે અપશબ્દ કદી પણ મ્હોડામાંથી કાઢવા નહીં.

૪. પરસ્રી અથવા પરપુરૂષ સાથે ખાસ કારણ સિવાય એકાંત કરવી નહીં.

૫. અપ્રતીતકારીને ઘેર ખાસ કારણ સિવાય જવું નહીં.

૬. વ્યભિચારી, લંપટ માણસની સોબત કરવી નહીં.

૭. વિકારદષ્ટિથી સ્રીએ પરપુરૂષના અને પુરૂષે પરસ્રીનાં અંગોપાંગ તાકીને જોવાં નહીં.

૮. કામ સિવાય રાત્રે કે અવેળાંએ જ્યાં ત્યાં ભટકવું નહીં.

૯. પુરૂષે સ્રીઓની ટોળીમાં અને સ્રીએ પુરૂષોની ટોળીમાં ખાસ કારણ સિવાય બેસવું નહીં.

૧૦. સ્રીએ પરપુરૂષને આસને અને પુરૂષે પરસ્રીને આસને બેસવું નહીં.

૧૧. જ્યાં સ્રી પુરૂષોનું પરસ્પર સંઘર્ષણ થાય તેવા મેળામાં જવું નહીં.

૧૨. તાયફાના નાચ જોવાનો શોખ રાખવો નહીં.

૧૩. વિષયવૃત્તિ ઉપર અંકુશ રાખી ન શકાય તેવી દવા ઔષધીઓ ખાવી નહીં.

૧૪. બીભત્સ-વિષયી ગાયનો ગાવાં નહીં.

૧૫. શૃંગારી નાટકો જોવાં નહીં.

## પાંચમું વ્રત.

૧. ઈચ્છા વધારી વધે છે અને ઘટાડી ઘટે છે. વધતી જતી ઇચ્છા અસંતોષ ઉપજાવી મનને હંમેશ દુ:ખી સ્થિતિમાં રાખે છે માટે ઇચ્છા ઉપર અંકુશ મૂકવાની જરૂર છે.

૨. પોતાના કુટુંબનો સારી રીતે નિર્વાહ થવાની સાથે પરમાર્થમાં પણ વાપરી શકાય તેટલો પૈસો ભેગો થયા પછી વધારે અસંતોષ રાખવો નહીં; અથવા વધારાનો પૈસો પરમાર્થને માર્ગે ખરચવો.

૩. પરમાર્થમાં સખાવત કરવા માટે અનીતિથી પૈસો મેળવવાનો પ્રયાસ કરવા કરતાં ન કરવો તે વધારે સારૂં છે.

૪. કન્યા વેચી પૈસા લેવાની વૃત્તિ કદી પણ રાખવી નહીં.

૫. કુલ ધર્મ અને સમાજને કલંક લાગે તેવાં કાર્યો કરી પૈસા મેળવવાની ઇચ્છા કદી પણ કરવી નહીં.

૬. કુટુંબનાં માણસોનો પોતાના ઉપર આધાર હોય અને નિર્વાહનાં સાધનો ન હોય તેવી સ્થિતિમાં સંતોષ રાખી કે આળસુ થઇ કે બીજાની મદદ ઉપર આધાર રાખી બેસી રહેવા કરતા નીતિપુરસ્સરનો ઉદ્યોગ માણસને દુ:ખથી બચાવી લાયકાતવાળો બનાવી આપે છે.

૭. નીતિવાળા હલકા ધંધા કરતાં અનીતિવાળા મ્હોટા ધંધા

પણ વધારે ભયંકર અને અધોગતિ આપનારા છે.

૮. શક્તિ ઉપરાંત સખાવત કરનાર જેટલે અંશે હાસ્યપાત્ર છે તેનાં કરતાં શક્તિ હોવા છતાં સખાવત કરનાર વધારે હાસ્યપાત્ર ગણવો જોઇએ.

૯. બીજાની સંપત્તિ જોઈ મનમાં ઇર્ષ્યા કરવી નહીં.

૧૦. ખાટકી, કસાઇ કે તેવા અધર્મી ક્રૂર માણસોના ધંધામાં પૈસા ધીરવા નહીં.

૧૧. ધર્મ અને આબરૂ ન સચવાય તેવો ધંધો અને નોકરી કરવી નહીં.

૧૨. કોઇના લીધેલા પૈસા પાછા ન આપવાથી બદદાનત રાખવી નહીં.

૧૩. ઉધાર ધંધો ન કરવો તેમ કેવળ પારકાં પૈસા ઉપર આધાર રાખી લાંબા જોખમમાં ઉતરવાથી વખતે ફસાઇ જવું પડે છે, માટે તેમ ન કરવું.

૧૪. ઉડાઉ ન થવું, તેમ કંજુસાઇ પણ ન રાખવી. શક્તિના પ્રમાણમાં સારા ખાતામાં સખાવત કરવાની હંમેશ ઉલટ રાખવી.

૧૫. ધર્માદાના પૈસા જે કહાડયા હોય તે ઘરમાં ન રાખતાં તે તે ખાતાઓને સોંપી દેવા, અગર ખરચી નાખવા. ધર્માદાની એક પાઇ પણ ઘરમાં વપરાણી તો તે મ્હોટી મીલકતને ધક્કો લગાડે છે. માટે તેના પાસથી તદ્દન દૂર રહેવું.

૧૬. લક્ષ્મી અસ્થિર છે એમ જાણી પૈસાનો ગર્વ કરવો નહીં, પણ નમ્ર વિવેકી બની તેનો લ્હાવો લેવો.

## વ્રત સાતમું.

૧. રાત્રે ભોજન કરવાથી ઝીણા જીવોની વિરાધના થવા ઉપરાંત કોઈ ઝેરી જનાવરની ગરલ વગેરે પડવાથી શરીરને નુકશાન પહોંચે છે, માટે કદી પણ રાત્રે ભોજન, નાસ્તો કે ચા પાણી કરવાં નહીં.

૨. પ્રમાણ ઉપરાંત અધિક ભોજન કરવું નહીં. તેમ ભોજનના વખત સિવાય વધારે વખત ખા ખા કરવું નહીં. અનિયમિત ભોજનથી શરીર બગડે છે, અજીર્ણ આદિ અનેક રોગો ઉત્પન્ન થાય છે.

૩. અજાણ્યાં ફળ કે અજાણી વસ્તુ ખાવાથી કોઈ વખતે મ્હોટી હાની થાય છે માટે અજાણી વસ્તુ ખાવી નહીં.

૪. ચાલી શકે ત્યાંસુધી પરદેશી દવાઓ કે જેમાં દારૂ, માંસ આવેછે તે વાપરવી નહીં. તેમજ જેમાં લોહી, હાડકાંનો ભુકો ભળે તેવી ખાંડ વિગેરે ભ્રષ્ટ કરનારી ચીજો વાપરવી નહીં.

૫. બગડી ગયેલી કે ચલિત રસવાળી વસ્તુ મ્હોઢામાં નાખવી નહીં.

૬ જેમ બને તેમ ખાવા પીવાના પદાર્થોમાં નિયમિત રહેવું, એકદમ મોજશોખમાં ઉતરી જવું નહીં.

૭. શરીર સ્વાસ્થ્યથી મનની સ્વસ્થતા રહે છે. માટે શરીર રક્ષણથી બેદરકાર ન રહેવું. નાટક ચેટકના શોખમાં પડી ઉજાગરા કરવા નહીં. નિયમિત ખોરાક અને નિયમિત નિદ્રા લેનારને ઘણે ભાગે રોગો નડતા નથી.

૮. જેમાં ખાવાનું થોડું અને નાંખી દેવાનું ઘણું હોય તેવા શેરડી ગુંદા વિગેરે પદાર્થો બનતાં સુધી ખાવા નહીં.

૯. જેમાં ઘણે ભાગે જીવતા હોય છે તેવા વડના ટેટા ટેટીઓ, બોર વગેરે પદાર્થો પણ ખાવા નહીં.

૧૦ જેના ઉપર કીડીઓ ચડે, માંખીઓ બેસે કે હવાને બગાડે તે વસ્તુઓ એમ ને એમ રસ્તાના વચમાં નાંખવી નહી, કિન્તુ રાખ વગેરેમાં ચોળી કોઈને હરકતકતી ન થાય તેવા એકાન્ત સ્થાનમાં યતનાથી મુકવી.

૧૧ જે વસ્તુઓ જે જે ઋતુમાં બગડે છે અને તેમાં જીવાત ઉપજે છે તે તે વસ્તુનો તે ઋતુમાં વ્યાપાર ન કરવો. જેમ તલ, ખજુર, વગેરે પદાર્થો ફાગણ મહીના પછી બગડે છે માટે ત્યારથી તેનો વ્યાપાર ન કરવો.

શાંતિ :! શાંતિ :!! શાંતિ :!!!

---

# સંવત ૧૯૮૪ના ચોમાસાની ટુંક નોંધ.

આ મહોત્સવી પરમ પૂનીત ચાતુર્માસમાં પંડિત પૂજ્ય માહારાજશ્રી ગુલાબચંદ્રજી સ્વામી, મહારાજશ્રી વીરજી સ્વામી, મહારાજશ્રી રૂપચંદ્રજી સ્વામી, મુનિ કપુરચંદ્રજી સ્વામી આદિ ઠાણા ૪ અંજાર તરફથી વિચરતા ભુજનગર વૈશાક માસમાં પધાર્યા. પૂજ્ય મહારાજશ્રીએ અગાઉ ચાતુર્માસ ભુજ કરેલ ત્યારબાદ અત્રે શેષાંકાલ પણ વીચરેલ નહીં જેથી અત્રેના દાનવીર શેઠ માનસંઘ કચરાભાઇએ ચાલુ ચાતુર્માસ ભુજ કરાવવા માટે શ્રી સંઘને સાથે લઇ પૂજ્ય મહારાજશ્રીને અતિ આગ્રહ કરતાં પૂજ્ય મહારાજશ્રીએ કહ્યું કે અહીંથી માંડવી ચાતુર્માસ સાધુ સાધ્વીનાં કરાવવા જવું છે; ત્યારે અવસરે જોયું જવાશે. દિવસ ૮ રહી સુખ પર પધાર્યા. ત્યાં પણ શેઠ માનસંઘભાઇએ આગ્રહ કર્યો. ત્યાંથી માનકુવે પધાર્યા. ત્યાં પણ શેઠ મજકુરે જઈ વિનંતિ કરી. પુજ્ય મહારાજશ્રીએ તે જ જવાબ

આપ્યો. પછી ગામડાઓ વિચરતાં માંડવી પધાર્યાં; ત્યાં ચોમાસા ઠેરાવતાં ભુજનું નક્કી કર્યું. માંડવીથી વિહાર કરી વિચરતાં સમાઘોઘાએ પધાર્યા. ત્યાં શેઠ માનસંઘભાઈ સહકુટુંબ દર્શન કરવા ગયા. શતાવધાની પંડિત મહારાજશ્રી રત્નચંદ્રજી સ્વામી ઠાણા ૩ ગુરૂ મહારાજ સાથે હતા; વાણીનો લાભ લીધો. આખા ગામમાં હિંદુ મુસલમાન અંત્યજ સર્વેને બબ્બે શેર સાકરની લાણી આપી એટલે ગામ ધુઆબંધમાં ઘરોઘર બબ્બે શેર સાકરની લાણી કરી. ગરીબો માટે લાપસીની ઘેગ ચઢાવી, કન્યાશાળા ને સ્કૂલમાં છોકરાઓને ઇનામો આપ્યા. મુંદ્રાનો સંઘ મહારાજશ્રીના દર્શનાર્થે સમાઘોઘે આવેલ તેઓ પુજ્ય મહારાજશ્રી ઠાણા સાતને આગ્રહ કરી મુંદરે તેડી ગયા; તેમ જ શેઠને પણ મુંદરે તેડી ગયા. મુંદરામાં શેઠે નોકારશીમાં બબ્બે શેર સાકરની લાણી કરી તેમ જ ગરીબ વર્ગના માટે બુંદીના લાડવા મણ ચાલીસ વહેંચ્યા. બાકી પણ સંઘમાં જુદી સાકરની લાણી કરી. અંત્યજશાળા વિગેરે સંસ્થામાં પણ સારી રકમ આપી. વેળાસર ભુજ પધારવા વિનંતિ કરી. ભુજ ગયા. પુજ્ય મહારાજશ્રી ગામડાઓ તથા અંજાર વિચરતા કુકમા પધાર્યા; ત્યાં શેઠ સંઘ લઈ દર્શન કરવા ગયા. ત્યાં કન્યાશાળામાં કોરી ૨૦૦) બસો આપી. ત્યાંથી મહારાજશ્રી અષાડ શુદ ૧૧ ગુરૂવારના રોજ ભુજ મધે ચોમાસે પધાર્યા. પૂજ્ય મહારાજશ્રીએ વ્યાખ્યાનમાં શ્રી ભગવતી સૂત્ર સવારમાં વાંચવુ શરૂ કર્યું; અષાડ શુદ ૧૫) થી તે ઠેઠ કારતક શુદ ૧૫ સુધી ચાલુ સવારના રોજ પેડા, સાટા અને સાકરની પ્રભાવના શેઠ માનસંઘભાઇએ ચાલુ કરી. વ્યાખ્યાનમાં પ્રખદા પણ ઘણી ભરાવા લાગી. ઉપવાસના પંચરંગી તપવાળાને ચડ ઉતર . એંસી કોરી આપી. તેમ જ પર્યુષણમાં શેઠ મજકુરના ઘેરથી અઠાઈ તપ કરેલ તેના શુભ પ્રસંગે નોકારસીમાં ઘર દીઠ રૂપિયા એક સેંએની લાણી કરી. અંઠાઇધર સંવત્સરીના રોજ એલ્યુમીનમના વાટકામાં સાકરના પડા નાખી પ્રભાવના કરી. દેરા-

વાસી, મોટી પક્ષ તથા નાની પક્ષ વિગેરે ઉપાશ્રયે અને સ્થાનકે પણ અઠાઈધિરની સાટાની પ્રભાવના કરી, સર્વદર્શીપણું દર્શાવ્યું. કચ્છ અને વાગડના ગામ પચીસમાં પૂજ્ય મહારાજશ્રીના દર્શન કરવા આવવા માટે આમંત્રણ પત્રીકા લખી સંઘને તેડાવ્યા તેમાં માંડવી, બોરારા, ગુંદાલા, રતાડીઆ, પ્રાગપુર, સમાઘોઘા, તુંબડી, બિદડા વિગેરે ઘણા ગામોના સંઘ આવ્યા; તેમની સેવા ભક્તિ કરી મન પ્રસન્ન કર્યા. બાકી પણ છુટા છુટા ઘણા ગામોના શ્રાવક દર્શન કરવા આવ્યા જ કરે છે; તેમની પણ ચાકરી બરદાસ અતિ પ્રેમથી ઘણી સારી રીતે કરે છે. ભુજમાં સંઘમાં થાળીની લાણી ચાર, સાકરની લાણી કુલ ૨૮, બહારગામવાળા તરફથી થઇ, તેમ જ સંઘના ગચ્છ ચાર જમ્યા, આમ જૈન ધર્મનો ઉદ્યોત ઘણો જ સારો થયો છે.

ચાતુર્માસમાં શેઠ માનસંઘભાઈના ભાઇ આણંદજીભાઈ રંગુનથી અત્રે આવતાં તેમણે ઈચ્છા દર્શાવી કે, શ્રાવક પત્રિકા એટલે વ્રત આંદરવાની બુક છપાવી અમૂલ્ય ભેટ આપવી કે જેથી ગરીબ લોકો પણ તેનો લાભ મેળવી શકે. તેમની એ ઈચ્છા અનુસાર આ ચોપડી છપાવી, જન સમાજને તેમના તરફથી અમૂલ્ય લાભ મળવા જેવું થયું છે.

વળી પૂજ્ય મહારાજશ્રીના સદ્બોધથી અને શેઠ માનસંઘભાઇના પ્રયાસથી જૈન બાળાઓને ધાર્મીક શિક્ષણ આપવા માટે જૈન કન્યાશાળાનું સ્થાયી ફંડ રૂ. ૪૦૦) ચારસોનું થયું છે તે કોઇ સારી શિક્ષિકા મળેથી ચાલુ થશે. પૂજ્ય મહારાજશ્રીના ચાતુર્માસથી બીજા પણ ધાર્મિક કાર્યો ઘણાં સારાં થયાં છે. સંઘમાં પણ સુલેહ શાંતિ જળવાઇ છે, અને પરમ આનંદ મંગળ વર્તાયો છે.

ભુજ (કચ્છ) } લી. માસ્તર
નેમીદાસ લક્ષ્મીચંદ દલાઇ.

